ૐ ||| 258
1925

અ. સૌ. જશોદા બ્હેન સ્મારક ગ્રંથમાળા.

# શ્રી શીવ કવચ.

## સ્તુતિપાઠ.

અધિકારી જનોને સ્વ અ. સૌ જશોદા બેન
સ્વ શેઠ નાથુભાઈ દામોદરદાસ છાગાવાળાના
ધર્મપત્નિના કલ્યાણાર્થે વિના મુલ્યે
વ્હેંચવા માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગુજરાત ધાર્મિક આશ્રમ તરફથી
નર્મદાશંકર બાલાશંકર પંડ્યા.
અંકલેશ્વર

સુરત બરાનપુરી ભાગળ અનાવિલ લોજની બાજુમા
આવેલા શ્રી 'અનાવિલ બંધુ' પ્રી પ્રેસમા
ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યુ



## तन्मत् परमान्मने नम

શ્રી સ્કદ પુરાણમા બ્રહ્મોત્તર ખડમાથી શિવનચ નામનો એક ઉત્તમ ગીત એટલે મગળ કરનાર પરમાત્માની સ્તુતિરૂપ અધ્યાય છે એ પરમકૃપાળુ અનત પરમાત્માનુ અભેદ સ્વરૂપ દર્શાવનાર પાઠ સામાન્ય જનો માટે પણ સમજી શકાય એવા અને કલ્યાણકારી હોવાથી અને દરેક વ્યકિત ઉપયોગ કરી શકે એવા હોવાથી આશ્રમ તરફથી પ્રસિદ્ધ કરી વિના મુલ્યે ૧૦૦૧ નકલ વ્હેચવા છપાવવામા આવે છે

આ ઉપરોકત પાઠ અ સૌ જસોદાબ્હેન તે નાથુભાઈ દામોદરદાસ ગગાવાળાના સ્વર્ગગત પત્ની દરરોજ કરતા હતા જે ભકિતભાવ અને પરમાત્માના પ્રેમથી તેઓ એ પાઠ નિત્ય કરતા હતા અને જેથી તેઓ ચિત્તની શાતિ અનુભવી શકતા હતા તે બીજાને પણ ઉપયોગી થઇ શકે રોજ સ્હવારમા સુસ્વરથી અને વિનીત ભાવથી ભીના થયલા હૃદયે.

વાણી અને મન વિચાર કરે ન પામે<br>
જ્યા નેતિ નેતિ કરતા શ્રુતિઓ વિરામે<br>
જેને વણે વિવિધ શાસ્ત્રો પવિત્ર ધામ<br>
તે પ્રાણમ'ુ પરમેશ્વરને પ્રણામ "

વાળુ પદ ગાતા હતા તેને સાભળનાર કહે છે - તે સાભળતા માણસ પ્રભુચરણે તન્મય થઇ જતો આ મનોહર અને કલ્યાણકારક પદ પણ આ સાથે પ્રથમ આપ્યુ છે

સ્વ અ સૌ જશોદા બ્હેન ફક્ત બાવીસ વર્ષની અલ્પવયે સવત ૧૯૭૯ ના શ્રાવણ વદ ચૌદશને રોજ આ નશ્વર દેહ ત્યાગી જેનુ તે હમેશા ચિતન કરતા હતા તે શીવ કલ્યાણ સ્વરૂપ લોકમા ગયા છે છતા તેઓ પોતાની પાછળ ઉચ્ચ ભાવનાઓનો સુવાસ મુકતા ગયા છે એઓ કામરેજના દેશાઇ શ્રી માણેકલાલ ભગવાનદાસના પુત્રી હતા અને પોતાના બાપના કુળને દીપાવે એવી રીતે તેમણે પતિને ત્યા વતન રાખ્યુ હતુ

શેઠ નથુભાઇ દામોદરદાસના ઘણા જુના ધર્મકાર્યો અને દાનોમા એમની સહાનુભૂતિ અને ઉત્સાહવાળી પ્રેરણા હતી જીવન ટુકુ છે અને જે ધર્મદાન પતિ કરે તેમા બાધક રૂપે ન થતા આનદ અને હસતે મુખે ઉત્તેજન આપવુ એ મહામત્ર કલ્યાણ ઇચ્છનાર દરેક સ્ત્રીએ ઓળખવે જોઇએ તેનુ અ સૌ જશોદાબ્હેન બરાબર પાલન કરતા હતા

જીવનની મોઘી પળો ક્યારે વેરાઇ જશે તે ખબર નથી જીવન છે ત્યા સુધીમા લોક કલ્યાણના કામો કરી લેવા જોઇએ, એ જાણે તેઓ જાણતા હોય એમ ઘણી જુવાન સ્ત્રીઓ માફક સારૂ પહેરવા ખાવા અને ફરવાની ચેષ્ટામા વખત ન વીતાવતા પોતાનો બધો વખત પતિના વિવિધ ધર્મકાર્યોમા રસમા રહી મદદ કરવી એજ તેઓ પોતાનુ પરમ કર્તવ્ય સમજતા હતા આ રીતે પૈસો હોવા છતા યુવાન વયમા ભાવના રહેવી એ એ પૂર્વજન્મનુ પુણ્ય સચય તેમજ સ્વાર્થ ત્યાગ કરવા માટે મનને કેળવવાનો પ્રબળ પુરુષાર્થ બતાવે છે

પતિની ભાવના વિરૂદ્ધ વિચારો દર્શાવી, તેને રોકી ઘણાએ ઉચ્ચ

આશા આપનાર મનુષ્યોના જીવનો નષ્ટ થયા છે વાચન નીરીક્ષણ કરશે તો મસારમા એના દાખલાઓની ખોટ નહિ જણાય

સ્ત્રીઓમા સુદર સ્વરૂપ સાથે શાત, ગાભિર્યવાળુ ઉદાર અને મોજશોખની ઇચ્છાથી નિરાળુ મન હોવુ કવચિત કવચિત જણાય છે આવા ઉત્તમ મનનો એક દાખલો આપના ખાતરજ શ્રી જશોદાબ્હેન જન્મી બાવીસ વર્ષે કલ્યાણકારક લોકમા ગયા છે

આ થોડાક વર્ષોથી શેઠ નાથુભાઈ દામોદરદાસના હાથે જે જાહેર તેમજ ખાનગી પુણ્ય કાર્યો થયા છે અને થશે તેમા સ્વગસ્થ જશોદા બ્હેનની પવિત્ર અસરો અને ભાવનાઓ મોટો ભાગ ભજવે છે એવા નિરાભિમાની સરળ પતિપરાયણ અને ધર્મકાર્યમા મુગે મોઢે તત્પર રહી ધર્મ અને લોક કલ્યાણમા પરોક્ષ અને અપરોક્ષ રીતે ભાગ લેનાર સદ્ગત અ સૌ જશોદાબ્હેનના આત્માનુ પરમાત્મા વિશેષ અને વિશેષ કલ્યાણ કરો એવી તે પરમકૃપાળુ પરમેશ્વર પાસ પ્રાર્થના છે.

**નર્મદાશકર બાલાશકર પડ્યા**

નિયામક શ્રી ગુજરાત ધાર્મિક આશ્રમ

અને

**મત્રી હિદુ મહાસભા દક્ષિણ ગુજરાત.**

---

# ૬

## ( રાગ ) પ્રભાત

સત્ય શીવ મૂર્તિ મગલ હૃદય મદિરે પ્રગટશે
તે ઘડી ધન્ય કહીએ,
નીરખીને નીરખીને ફરી ફરી નીરખીને
કુમળુ કુમળુ રૂપ ધરીએ—સત્યશીવ
નાથ બ્રહ્માડ કોટિ તણો એમગે
જે સમે હૃદયમા જ્ઞાન થઇને
તે સમે નાથના ચરણનુ શરણ લઇ
એમશુ સ્તબ્ધ ને દીન બનીને—સત્ય

રૂપની પીયુષની વૃષ્ટિ હૃદયે
થશે મન ચકોર બની રૂપ તેનુ
નાથ તમ દર્શને મત કમ થશુ
લોટશુ નાથજી આપ ચરણે—સત્ય

હૃદય અજવાળશુ ધન્ય જીવિત થશુ
પામશુ સ્વર્ગ સુખ આજ દેહે
પુનીતને પાપ હર મૂર્તિ તમ તાતજી
નીરખતા હૃદયના તિમિર ટળશે—સત્ય

સૂર્યના ઉદયથી જગતના તિમિર દળ
પલકમા નષ્ટ થઇ આપ પડશે

પ્રબળ વિશ્વાસ છે હૃદયમા **નાથજી**
જીવન આધાર છો આપ એ—સત્ય
માગીયે પણ ફરી પ્રેરજો વધુ વધુ
આપના ચરણમા અમ એજ આશ
આપના પ્રેમને ભક્તિમા મસ્ત થઈ
પૂર્ણ ચકચુર થઇ અમ હૃદય થાતા—સત્યજીવ.
હું પણ ખોઈને પામીએ આનંદ
માગીએ એજ વરદાન મોટા
સત્ય શીવ મૂર્તિ મંગળ હૃદય મંદિર
પ્રગટશે ને વડી ધન્ય કહીએ—સત્ય

## આરતી.

આનંદ મંગળ કરૂં હું આરતી હરિ ગુરૂ સંતની સેવા
આનંદ મંગળ કરૂં—હું આરતી
પ્રેમ ધરી મંદિરે પધારો પ્રભુ સુંદર
સુખડાં લેવા— આનંદ
પતિત પાવન અગમ ઉધારણ અકળ
સ્વરૂપી એવા— આનંદ
અડસઠ તીરથ મારા ગુરૂજીને ચરણે ગંગા
જમના રેવા— આનંદ
જે ચાખીને ચરણે આવે ચરણામૃતને લેવા—આનંદ

**શ્રી ગણેશાય નમ શ્રી ૧।**



## શ્રી ગણપતિની સ્તુતિ

વિઘ્ન વિનાશ કરે હો ગજાનન વિઘ્ન વિનાશ કરે
સુંઢાદંત વિરાજીત સુંદર અંગ અનુપમ દેવ
સુરીજન મુનીજન કીર્તન કરતા પ્રથમ કરે તન સેવ, વિઘ્ન
જનસુખકારક ભવદુઃખ હારક તારક ગણપતિ દેવ વિઘ્ન
શુદ્ધ મતિ આપે, દુર્મતિ કાપે પાપ દહે તતખેવ વિઘ્ન

૨

## શ્રી પરમાત્માની સ્તુતિ

વાણી અને મન વિચાર કરે ન પામે
જ્યાં નેતિ નેતિ કરતા શ્રુતિઓ વિરામે
જેને વદે વિવિધ શાસ્ત્રો પવિત્ર ધામ
તે પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ
નાળ સ્વભાવ મય, સાંગી સ્વતંત્ર
જેણે રચ્યો જગતરૂપ વિચિત્ર યંત્ર
જે શુદ્ધ બુદ્ધ સુખકારણ પૂર્ણ કામ તે પ્રાણબંધુ ૨
જે બુદ્ધિ આદિ શુભ સાધન આપનાર
જેને કળા કૌશલ્યતા પ્રગટિ અપાર
જેને ન દોષ ગુણ રૂપ નામ તે પ્રાણબંધુ ૩
જેના ભયે પૃથ્વી ધારણ ધર્મ પાળે,
જેના ભયે નહિ હુતાશન સર્વ બાળે,

જેના ભયે પવન વાય ન થાય ધામ   તે પ્રાણ બંધુ ૪
સીમા તજે ન સમુદ્ર સમર્થ તોય
જેનો કદાપિ વિનાશ કરે ન કોય
આકાશથી ન અવકાશ તમય આમ   તે પ્રાણ બંધુ ૫
જે જીવ શિવ અને જગત સ્વરૂપ
જે આ ચરાચર તણો અતિ ઉગ્ર ભૂપ
જે સૌનુ અતિ અલૌકિક એક ઠામ   તે પ્રાણ બંધુ ૬
પાસે છતા અદૃશ્યવત રહે છે
છે તે છતા હૃદયમા રમ્યા કરે છે
જેને જરાય અડેના જડ હાડ ચામ   તે પ્રાણ બંધુ ૭
સત્તા વડે પૂર્ણ પોષણ કરે છે
સત્યાદિથી વિવિધ અવતાર લે છે
જેને વિષે પ્રલયમા સૌને વિરામ   તે પ્રાણ બંધુ ૮
જેને વિરંચી હરીહર નામ આપી
ભાવે કરે ભજન પુન્ય વડે પ્રતાપ
જીભે જપાય હરકે રાય કૃષ્ણરામ   તે પ્રાણ બંધુ ૯

૩

## શ્રી મહાદેવજીની સ્તુતિ.

જગવદન મચિંત્યમ્ ત્રિશંકુ ત્રિનેત્રમ્
અહ દુપમમ્ ભૂતરાજ પુરાણમ્
અમરવર પુજ્ય રવીંદ્ર વરેણ્યમ્
સુરેશ્વરમ્ પશુપતિ સુન વિઘ્નરાજ નમામિ
જ્યોનિર્માત્ર સ્વરૂપાય નિર્મળ જ્ઞાન ચક્ષુષે,
શિવાય શંકરાય બ્રહ્મણે લિંગ મૂર્તયે

સનકાદિક ઋષિઓ પૂછે છે કે હે સુત પુરાણીક તમોએ અનેક પ્રકારના પાપોને દૂર કરનારૂ એવુ શ્રી વિષ્ણુનુ ઉત્તમ મહાત્મ્ય સાભળવાને ઇચ્છીએ છીએ તો તેમના મત્ર અને તેમની ભક્તિના પ્રભાવનુ વર્ણન કરવા કૃપા કરો

સુત પુરાણી કહે છે કે હે ઋષિઓ સમારમા મનુષ્યોને ઇશ્વર કથામા ફળ વગરની ભક્તિ ઉત્પન્ન થાય એજ સનાતન અને પરમ કલ્યાણકારક છે જે તમો મેળવો છો હવે હુ શિવશકરની ભક્તિનુ મહાત્મ્ય મારીમતિ અનુસાર વર્ણન કરૂ છુ કારણ કે કોઈ કલ્પ જેટલા આયુષ્ય વાળો હોય તો પણ તેને વિસ્તારથી કહેવાને શક્તિમાન નથી સર્વ પૂજ્ય સર્વ કલ્યાણ સર્વયત્નમા જપ યજ્ઞને સોથી શ્રેષ્ઠ ગણો છે, જે પ્રમાણે મત્રોમા શ્રેષ્ઠ સાડશ મત્ર છે એ મત્ર જપનારને તત્કાલ સિધ્ધિ આપનારો છે જેથી મક્તિની ઇચ્છાવાળા બધા ઋષિઓ એનુ સેવન કરે છે એ મત્રના પુણ્યનુ મહાત્મ્ય કહેવાને બ્રહ્મા ચાર મુખવાળા, સમથ થતા નથી, વળી એ મત્રને સર્વત્ર પરીપુર્ણ સચ્ચિદાનદ, શિવ રટણ કરી રહ્યા છે તેમ નવ ઉપનિષદોના પ્રદોના અકરૂપ એ મત્રરાજ વડે સર્વ મુનિઓ નિર્વિકાર બ્રહ્મને પામ્યા છે કારણ કે "નમ શિવાય, નમો પદ તે જીવપણાનુ શિવમા ઐક્ય બતાવે છે એ મત્ર કેવળ પર બ્રહ્મ સ્વરૂપ છે મસાર પાશમા બધા ગેલા પ્રાણીઓના કલ્યાણ માટે ૐ નમ શિવાય એ આદ્ય મત્ર પ્રત્યક્ષ શિવજ છે જેમ આ મત્ર જેના હૃદયમા રમી રહ્યો છે તેને અનેક મત્ર, અનેક તિર્થ અનેક તપ જ્ઞાનથી શુ વધારે છે જ્યા સુધી પ્રાણીઓ આ મત્રનો ઉચ્ચાર કરી શકતા નથી ત્યા સુધી મહાન દુખોથી ભરેલા એવા અતિ કઠણ સસારમાથી—તેઓ જન્મ મરણથી

છુટવાના નથી સવ મત્રોમા શ્રેષ્ઠ અને સર્વ વેદાતમા ઉત્તમ મોક્ષ માગનો દીવો માયારૂપ સમુદ્રનો, મહાપાતકને દહન કરનાર દાવાનળ રૂપ આ મહા મત્ર છે વળી મુક્તિની ઇચ્છા કરનાર શુદ્ર કે નીચમા નીચ જાતિનો માણુસ પણ શ્રી શકર સ્વરૂપ પચાક્ષરમત્ર નમ શિવાય એની ધારણા કરી શકે, એને દિક્ષા ૐ સસ્કાર, તરપણ, અને કાળની પણ જરૂર નથી કેમકે ગમ તેવી સ્થિતિમા અને સમયમા પચાક્ષર મત્ર પવિત્રજ રહે છે મહા પાતકોનો નાશ કરવાને શિવ શબ્દ મોક્ષ આપે એમા આશ્ચર્ય નથી, તેમા જો વળી સદગુરૂના ઉપદેશથી પાવન ક્ષેત્રમા જો જપ કર્યો હોય તો મનુષ્ય સિદ્ધિને પામે છે, માટે સદગુરૂને પામીને આ મત્રરાજનુ ગ્રહણ કરી પુણ્યક્ષત્રમા તેનો જપ કરવાથી તત્કાળ સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે, માટે નિર્મળ, શાન્ત, કામ, ક્રોધ વિનાના સદાચાર અને જીતેદ્રીય એવા ગુરૂએ જો આ મત્ર કૃપા વડે આપ્યો હોય તો કેવુ ઉત્તમ ફળ આપે તે કહેવાને હુ અશકત છુ હે મહાન ! ઋષિઓ એ મત્રરાજનો જપ કરવા માટે કયા કયા સ્થળો યોગ્ય છે તે હુ તમને કહુ છુ તે સાભળો—પ્રયાગ, પુષ્કર, કેદારનાથ, બીન્દુ રામેશ્વર, ગોતિથ અને નીમીષારણ્ય એ તીર્થો જપ કરવામા ઉત્તમ છે એની કથામા એક પુરાતન ઇતિહાસનુ વર્ણન જે સાધુઓ પણ કરે છે, જે એકવાર કે અનેકવાર સાભળવાથી મગલ કરનાર છે તે હુ તમોને કહુ છુ

**ઋષિભિરૂવાચ** — શ્લોક

નમસ્કૃત્ય મહાદેવ વિશ્વ વ્યાપિ નદીશ્વર ।
વક્ષ્યે શીવ કવચ પરમ સર્વ રક્ષાકર નૃણામ ॥

ભૂદેવ ઋષિ કહે છે કે હે વિશ્વ વ્યાપી મહાદેવને પ્રણામ કરીને પુરૂષોની બધી તરફની રક્ષા કરનાર શીવ કવચ કહેવાનો આરભ કરૂ છુ સ્નાન વિધીથી પરવારી પોતાના નીત્ય કર્મોમાથી પરવારવુ અને પ્રવિત્ર જગ્યામા અથવા શકરના સન્મુખ સુદર શુદ્ધ આસન કરી ઇદ્રિઓને નિયમમા રાખી શકરનુ ધ્યાન ધરવુ પછી હૃદય કમળપર રહેલા પોતાના તેજ વડે સનને પ્રકાશ કરનારા ઇદ્રિય જ્ઞાનથી અતિ સુક્ષ્મ આદિ અનત એવા પરમાનદ સ્વરૂપમા ચિત્ત મગ્ન કરી પચાક્ષર મત્રથી ન્યાસ કરી શિવ કવચ વડે રક્ષા કરવી સવ દેવતાના આત્મારૂપ શકર, ગભીર, સસાર રોગ્વામા પડેલા એવા મને રક્ષણ આપો અને તેના ઉત્તમ નામ રૂપી મત્ર મારા હૃદયમા રહેલા સવ પાપોને દૂર કરો વિશ્વ મર્તિ મ્હારૂ સવ ઠેકાણે રક્ષણ કરો તેજોમય, ચૈતન્યમય, આનદમય અણુથી પણ સુક્ષ્મ અને શક્તિવાળા તે શકર મહારૂ સર્વ ભયથી રક્ષણ કરો જે જડરૂપી પ્રાણીઓનુ જીવન છે તે શિવ મહારૂ જળથી રક્ષણ મહા પ્રલય સમે સવ જીવોને બાળીને જે નૃત્ય કરે છે તે કાળ રૂદ્ર સ્વરૂપ દાવાગ્નિ, આદિ ભયથી તેમ અનેક તાપથી મારૂ રક્ષણ કરો તપેલા સોનાના જેવા તેજસ્વી, કાન્તિવાન, અને ત્રિશુળ ધારણ કરનાર ચાર મુખ અને ત્રિનેત્ર ધારણ કરનાર સદાશિવ મારૂ પૂર્વ દિશાથી રક્ષણ કરો કુઠાર, અકુશ, પાસ, ત્રિશુળ બ્રહ્મ કપાળ, પાસ, ડમરૂ, રૂદ્રાક્ષ, ત્રણ ગુણને ધારણ કરનાર, ચતુભુજ અને ત્રિનેત્ર શકર મારૂ દક્ષિણ દિશાએથી રક્ષણ કરો પુષ્પ, શખ ચક્ર અને સ્ફાટિક જેવી શ્વેત કાન્તીવાળા, ચાર વેદ તથા રૂદ્રાક્ષને ધારણ કરનાર ચતુર્મુખ અને ત્રીનેત્ર શકર મારૂ પશ્ચિમ દિશા તરફથી રક્ષણ કરો જેના હાથમા રૂદ્રાક્ષની માળા છે જે અભયવર આપનાર જેના શરીરના રજ

કમળના જેના છે એવા ચતુભુજ અને ત્રિનેત્ર શકર મારૂ ઉત્તર દિશા તરફથી રક્ષણ કરો વેદ, અકુશ, બ્રહ્મકપાળ, પાસ, ડમરૂ, અને શ્વેતવર્ણ એવા પચમુખ ઇશાન અને અત્રિક્ષથી મ્હારૂ રક્ષણ કરો

ચદ્રમૌલી મ્હારા મસ્તકનુ રક્ષણ કરો ભાલ નેત્ર મારી આખોનુ રક્ષણ કરો વેદ જેની કિર્તી ગાય છે તે શકર મારા કાનનુ રક્ષણ કરો કપાળી શકર મારા લમણાનુ રક્ષણ કરો પચ મુખ મારા મુખનુ રક્ષણ કરો નીલકઠ મારા કઠનુ રક્ષણ કરો પીનાકપાણી મારા હાથના મળ ભાગનુ રક્ષણ કરો દક્ષના યજ્ઞનો ભગ કરનાર મારા વક્ષસ્થળનુ રક્ષણ કરો ગીરીધર માહરા ઉદરનુ રક્ષણ કરો ગણુપતી પિતા માહરી નાભીનુ રક્ષણ કરો ધૂર્જટિ મારી કેડનુ રક્ષણ કરો જગદીશ્વર મારી જાગનુ રક્ષણ કરો જેના ચર્ણોને દેવલોક પ્રણામ કરે છે તે શિવ મારા પગનુ રક્ષણ કરો પ્રાતકાળે મહેશ્વર રક્ષણ કરો, મધ્યમ દિવસે વામદેવ રક્ષણ કરો, ત્રિનેત્ર ત્રીજે પહોરે રક્ષણ કરો, સ્વયભુ સાયકાળે રક્ષણ કરો, રાત્રીના પ્રથમ ભાગે ચદ્રમૌલી રક્ષણ કરો, ગગાધર રાત્રીના બીજે પહોરે રક્ષણ કરો ગૌરીપતિ ઉત્તમ રાત્રિએ અને મૃત્યુ કાળે મારૂ રક્ષણ કરો અભ્યતર શકર રક્ષણ કરો, બહાર સ્થાણુ શકર રક્ષણ કરો અને સદાશિવ માહરૂ સવ સ્થળે રક્ષણ કરો પાર્વતિપતિ ચાલતા મારૂ રક્ષણ કરો

ભુવનપતિ સ્થિર અવસ્થામા મારૂ રક્ષણ કરો વેદાતીત બેસતા મારૂ રક્ષણ કરો, અવ્યય અવિનાશી મારૂ સુતા રક્ષણ કરો, નીલકઠ માર્ગમા મારૂ રક્ષણ કરો ત્રીપુરારી પર્વતાદિ ભૂમીમા મારૂ રક્ષણ કરો અરણ્ય વાસમા અને પ્રવાસમા શકર મારૂ રક્ષણ કરો જેનો કોપ

કલ્પનો અંત લાવે છે જેના અષ્ટ હાથથી પૃથ્વી ચલીત થાય છે અને મહાઘોર શત્રુ ક્ષણમા નાશ કરે છે તે વીરભદ્ર મારૂ શત્રુઓથી રક્ષણ કરો, શંકરનુ ત્રિશુળ અગ્નિ સરખા મારા શત્રુનો નાશ કરો તેમજ શંકરના પીનાક ધનુષ્ય, વાઘ, સીંહ, રાક્ષસ વગેરે ત્રાસ આપનાર પ્રાણીઓના નાશ કરી તેનાથી રક્ષણ કરો, મીથ્યા સપ્ન નબળા શુકન, દુકાળ, ઉત્પાત, ગ્રહની પીડા, વ્યાધિ વિગેરે તે જગતના ઈશ્વર શંકર નાશ કરો, શદાશિવ શકલ, તત્વામૃત સર્વ લોકના એક કર્તા પોષક અને નાશના કરનાર, ગુરૂ અને સાક્ષી, સર્વં વેદાંતમા ગુહ્ય લોકોને વરદાન આપનાર સર્વ પાપ સર્વ દુઃખનો નાશ કરનાર, ચદ્ર શેખરની, પ્રપચ, નીષ્કલંક, પરિપૂર્ણ, પરમ શાન્ત પ્રકાશિતને હુ નમસ્કાર કરૂ છુ

હે મહારૂદ્ર કલ્યાણ અવતાર મહાભૈરવ કાલભૈરવ કલ્પાતભૈરવ, બ્રહ્મપાલ અક્ષમાલા, ખરનાગ, ખડગ, ઢાલ, અંકુશ, પાસ, ત્રિશુળ, તોમર, મુશળ, ફરસુ, ભુસડી, અને ચક્ર વગેરે આયુધ ધરાવનાર, હજાર મુખથી કરેલા વિરકત હાસ્યથી બ્રહ્માંડને ભય આપનાર, હે નાગેંદ્રહાર, નાગેંદ્ર ચમધારણ કરનાર, મૃત્યુંજય, ત્ર્યબક, ત્રિપુરારિ, વિશ્વેશ્વર બ્રહ્મવાહન અને હે વિશ્વના મુખ શંકર સવભયથી રક્ષણ કરો, હે ભગવાન મહા મૃત્યુ, અપમૃત્યુના ભયને બાળો, તેમજ મારા શત્રુઓને ત્રિશુળથી નાશ કરો, કટારથી ભેદો ખડગથી છેદો ખટવાંગે ચુર્ણ કરો મુશળે ભૂકો કરો, બાણથી મારો, ગક્ષસોને આપો, ત્રાસ પામેલા એવા મને અશ્વાસન આપો, નકભયથી કાઢો, ભુખ તૃષ્ણાથી મારૂ રક્ષણ કરો. હે મહારાજ મને આનંદ આપો, હે શંકર ! શિવ કવચે મને આચ્છાદન કરો, હે ત્ર્યબક સદાશિવ ! હુ આપને સાષ્ટાંગ

દડવત્ પ્રણામ કરૂ છુ ઋષિ ભૂદેવ કહે છે કે હે ભૂદેવો ! એ પ્રમાણે અનેક વરદાન આપનારૂ શિવ કવચ મે તમને કહી સભળાવ્યુ

સર્વ પ્રાણીના સર્વ દુખ એથી નાશ પામે છે જે મનુષ્ય ઉત્તમ શિવ કવચને હમેશા ધારણ કરે છે તેને શકરના અનુગ્રહથી કોઈ પણ દિવસ ભય ઉત્પન્ન થશે નહિ જેનુ આયુષ્ય ક્ષીણ થયુ હોય જે મહા રોગી હોય, અને મૃત્યુની અવસ્થાએ જવા તૈયાર થયો હોય તે પણ આ શિવ કવચથી તત્કાળ સુખી અને આયુષ્યવાન બને છે, આ શિવાય કવચ સર્વ મગલ આપનારૂ દરિદ્રતા હરનારૂ છે જે એનુ સેવન કરે છે તેનુ પૂજન દેવ પણ કરે છે શિવ કવચના થી પાતક અને મહાપાતકથી મુકત થઇ સદાશિવ સ્વરૂપને પામે છે આ. ભૂદેવ કહે છે હે ભુદાયુ ! તુ પણ આ શિવ કવચ શ્રદ્ધાથી ધારણ કર, જેથી થોડા વખતમા તારૂ કલ્યાણ થશે સુત પુરાણી કહે છે હે સૌનકાદિક ઋષિયો ! એ પ્રમાણે કહીને ઋષિ ભૂદેવે અતિ ભારે શબ્દ કરનારો શખ અને શત્રુને નાશ કરે એવુ ખડગ આપ્યુ, વળી ભસ્મને મત્રીને ભૂદાયુના સન અગોને સ્પર્શ કર્યો બાર હજાર હાથીના બળ સમાન તેનુ બળ થયુ તે ભસ્મના મહીમાથી ભુદાયુ રાજપુત્ર, ઐશ્વય ધીરજવાળો થઈ મરદ ઋતુમા જેમ ચદ્ર શોભે તેમ શોભાવા લાગ્યો અને મહા યોગીને તેણે સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યા ત્યારે ઋષિભ યોગી કહે છે હે પુત્ર આ ખડગ મે તને આપ્યુ છે તે તારૂ પરાક્રમ ને તપ જોઇને આપ્યુ છે એ ખડગની તીક્ષ્ણ ધાર છે એ શસ્ત્ર જેને દેખાડીશ તે તાત્કાલ મુત્યુ પામશે મે તને જે શખ આપ્યો છે તે તારા જે જે શત્રુઓ સાભળશે તેઓના હાથમાથી શસ્ત્ર નીચે પડશે અને તેઓ પોતે મૂર્છિત થશે આ

દૈવી ખડગ શત્રુ સૈન્યનો ક્ષણમા નાશ કરશે અને તારા સૈન્ય, તેજ
અને બુદ્ધિમા વૃદ્ધિ કરશે આ ખડગ અને શખના પ્રભાવથી અને
શિવ કવચના મહીમાથી બાર હજાર હાથીના બળ સમાન તારૂ બલ
થયુ છે વળી ભસ્મ ધારણા સમ્યથી તુ શત્રુના અનેક સેન્યને જીતશે
અને પિતાનુ રાજ્યસ્થાન મેળવી તુ ધમની પૃથ્વીનુ રક્ષણ કરીશ, ૬
સુત પૂરાણી કહે છે હે સૌનકાદીક ઋષિયો એ પ્રમાણે ભુદાયુ રાજપુત્ર
અને તેમના માતપિતાને શીક્ષણ આપી બાહુ વડે પુજન કરેલા શિવ
યોગી પોતાની ઈચ્છા પ્રમાણે ત્યાથી ચાલ્યા ગયા
ઇતિ ૮ પુરાણે બ્રહ્મણોત્તર ખડે શિવ કવચ નામ દ્વાદશોધ્યાય મ પૂર્ણમ્

ॐ શાતિ શાતિ શાતિ

**સ્વ. અ. સૌ. જસોદા બેનના આત્માને**
**પરમાત્મા શાતિ આપો.**

